બિસ્મિલ્લાહિર રહમાનિર રહીમ




૧. હજરે અસ્વદ

૨. તવાફની દિશા

૩. હતીમ

૪. રૂકને યમાની

૫. રબ્બના આતિના... દુઆ પઢવી.

૬. મકામે ઈબ્રાહિમ

૭. મુલ્તઝમ

૮. કાબાનો દરવાજો

# રેહબરે હજ

કુરઆન અને હદીસ મુજબ હજ તથા ઉમરહની આસાન રીત

# રેહબરે હજ

## કુરઆન અને હદીષની રોશનીમાં

## હજનો સહીહ તથા આસાન તરીકો

દસમી આવૃતિ, જુલાઈ - ૨૦૧૭

-: લેખક :-

મોલાના મુહમ્મદશફી સુલેમાન સયદા

મો. ૯૮૨૫૨ ૭૧૭૨૭

સંકલન

**અનમોલ ઈસ્લામિક પબ્લિકેશન**

**C/o.** મૂન ગ્રાફિક્સ : ૨૨૩, પ્લેટીનમ પ્લાઝા, સ્ટેશન રોડ,

નડીઆદ - ૩૮૭ ૦૦૧, ગુજરાત. મો. ૯૮૯૮૦ ૮૮૨૬૬

E-mail : moonnadiad1@gmail.com

# બિસ્મિલ્લાહિર્ રહ્માનિર્ રહીમ્.

આસમાનો અને જમીનમાં બાદશાહી અલ્લાહની જ છે. તે જેને ચાહે માફ કરે અને જેને ઈચ્છે તેને સજા કરે. તે મગફિરત ફરમાવનાર, રહેમ ફરમાવનાર છે.

(અલ કુરઆન)

હઝરત અબુ હુરૈરહ રઝિયલ્લાહુ તઆલા અન્હુથી રીવાયત છે કે નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું કે જેણે હજ કરી તેમજ કોઈ બેહુદા વાત ન કરી તથા અલ્લાહની નાફરમાનીનું કોઈ કામ ન કર્યું તો તે (પાક થઈને) તેવી રીતે પાછો ફરે છે જે રીતે કે તેની માંએ તેને આજે જ જન્મ આપ્યો છે.

(બુખારી, મુસ્લિમ)

# અનુક્રમણિકા

બિસ્મિલ્લાહિર્ રહ્માનિર્ રહીમ્.

# હજનું મહત્વ

**નહ્મદુહૂ વ નુસલ્લી અલા રસૂલિહિલ્ કરીમ્, અમ્મા બઅદ...**

તે લોકો ઘણાં જ ખુશનસીબ છે કે જેમને અલ્લાહ તઆલાએ માલ-દોલત આપી અને હજ જેવા પાકીઝા સફર માટે પસંદ કર્યા. માટે તેઓએ આ પસંદગીની કદર કરવી જોઈએ અને ફક્ત અલ્લાહ માટે જ અને સાચી નિયતથી હજ કરવી જોઈએ. તેમજ હજ બાદ પણ એક હાજીની રીતે દીનદારીથી જીવવું જોઈએ.

આપ સર્વ જે હજ માટે જઈ રહ્યા છો તે હજનો દરજો ખૂબજ મોટો છે. કેમકે હદીષમાં છે કે, **"મબરૂર તે હજ છે જેમાં હાજી કોઈપણ બાબતમાં અલ્લાહની નાફરમાની ન કરે. હજ્જે મબરૂર નો બદલો જન્નત છે."**

**(બુખારી, મુસ્લિમ)**

દરેક હાજીએ પોતાનો દરજો સમજવો જોઈએ. કેમકે અલ્લાહતઆલા કુરઆનમાં ફરમાવે છે કે....

વ લિલ્લાહિ અલન્નાસિ હિજ્જુલ્ બય્તિ મનિસ્તતાઅ ઇલય્હિ સબીલા. વ મન્ કફર ફ ઇન્નલ્લાહ ગનીય્યુન્ અનિલ્ આલમીન્. (સુરઃ આલિઈમરાન)

તરજુમો : લોકો પર અલ્લાહનો હક છે કે, જે કોઈ તેના ઘર (એટલે બય્તુલ્લાહ) સુધી પહોંચવાની તાકત રાખતો હોય તે આ ઘરની હજ કરે. અને જે કોઈ આ હુકમનું પાલન નહીં કરે તો બેશક અલ્લાહ તમામ દુનિયા વાળાઓથી બેનિયાઝ છે.

આ આયતમાં જે લોકો હજ ફરજ થવા છતાં પણ કોઈ મજબૂરી ન હોય તો પણ અદા નથી કરતાં તેમના માટે સખત તાકીદ કરવામાં આવી છે, અને આવા હજ ન કરવા વાળાઓથી અલ્લાહ બેનિયાઝ છે.

હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ રઝિયલ્લાહુ અન્હુ રિવાયત કરે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમે ફરમાવ્યુ કે હજની ફરજ અદા કરવામાં જલ્દી કરો, કેમકે કોઇ જાણતુ નથી કે કોઇ રૂકાવટ આવી જશે. (અહમદ)

# હજના આદાબ

(૧) હજ અલ્લાહને રાઝી કરવા માટે હોવી જોઈએ દેખાડો કરવા કે હાજી કહેવડાવવાના શોખમાં તેમજ હરવા ફરવા માટે ન હોવી જોઈએ.

(૨) હજના જરૂરી મસાઈલ વિશે પુરતી માહિતી મેળવી લેવી જોઈએ.

(૩) હલાલ માલથી જ હજ કરવી.

(૪) સફરમાં ઉંચી જગ્યાએ ચઢે તો **અલ્લાહુ અક્બર** કહેવું અને નીચાણ વાળી જગ્યાએ જાય તો **સુબ્હાનલ્લાહ** કહેવું.

(૫) ગુનાહોંના કામથી બચવું જોઈએ.

(૬) પાંચેવ ટાઈમની નમાઝો ટાઈમસર જમાઅત સાથે પાબંદીથી પઢવી જોઈએ. અને હજ પઢીને આવ્યા બાદ પણ નમાઝ પર તથા દીન પર કાયમ રહેવું જોઈએ.

(૭) સફરમાં જે કંઈ તકલીફ પડે તેને ખુશીથી સહન કરવી જોઈએ.

(૮) લડાઈ, ઝગડો, ન કરવો જોઈએ.

# હજના પ્રકાર

**(૧) હજ્જે ઈફરાદ :** ફક્ત હજ માટે એહરામ બાંધવામાં આવે અને એકલા હજની નિયત કરી ફક્ત હજ અદા કરવામાં આવે તેને હજ્જે ઈફરાદ કહે છે.

**(૨) હજ્જે કિરાન :** હજ અને ઉમરહ બન્ને સાથે કરવાની નિયતથી એહરામ બાંધવામાં આવે, તેને હજ્જે કિરાન કહે છે.

**(૩) હજ્જે તમત્તો :** પહેલા ફક્ત ઉમરહ કરવાની નિયતથી એહરામ બાંધવામાં આવે અને ઉમરહ કર્યા બાદ એહરામ ખોલી હલાલ થઈ જવામાં આવે ત્યારબાદ ઝિલહજની આઠમી તારીખે ફરી હજની નિયતથી એહરામ બાંધાવામાં આવે અને હજ અદા કરવામાં આવે તેને હજ્જે તમત્તો કહે છે.

હજ્જે તમત્તો અદા કરવી સુન્નત તથા અફઝલ છે. આપણે આજ પ્રકારની હજ કરવી જોઈએ.

# હજ માટે રવાનગી

હજ માટે રવાના થતા પહેલા વધારાના વાળ તથા નખ વગેરે કાપી નાંખવા, તેમજ ગુસલ કરી લેવું.

હૈજવાળી ઔરતોએ પણ ગુસલ કરી લેવું.

(અહમદ, અબૂદાવૂદ)

## દરેક સફર વખતે ઘરેથી નિકળતી વખતે પઢવાની દુઆઓ

બિસ્મિલ્લાહિ તવક્કલ્તુ અલલ્લાહ્, લા હવ્લ વલા કુવ્વત ઇલ્લા બિલ્લાહ્. (અબૂદાવૂદ)

અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુ બિક અન્ અજિલ્લ અવ્ ઉજલ્લ અવ્ અઝિલ્લ અવ ઉઝલ્લ અવ્ અઝ્લિમ અવ્ ઉઝ્લમ અવ્ અજ્હલ અવ્ યુજ્હલ અલય્ય. (અબૂદાવૂદ)

તેમજ સવારી એટલે મોટર, રીક્ષા, ટ્રેન, બસ, વિમાન, વગેરે પર સવાર થતી વખતે દરેક વખતે આ દુઆ પઢવી.

**અલ્લાહુ અક્બર્, અલ્લાહુ અક્બર્, અલ્લાહુ અક્બર્, સુબ્હાનલ્લઝી સખ્ખર લના હાઝા વમા કુન્ના લહૂ મુક્રિનીન, વ ઇન્ના ઇલા રબ્બિના લ મુન્કલિબૂન્. (અબૂદાવૂદ)**

## સફરની હાલતમાં નીચે લખેલ દુઆ પઢવી

**અલ્લાહુમ્મ ઇન્ના નસ્અલુક ફી સફરિના હાઝલ્ બિર્‌ર, વત્તક્વા વલ્ અફાફ વલ્ ગિના વ મિનલ્ અમલિ મા તર્ઝા. અલ્લાહુમ્મ હવ્વિન્ અલય્ના સફરના હાઝા વત્વિ અન્ના બુઅ્દહૂ. અલ્લાહુમ્મ અન્તસ્ સાહિબુ ફિસ્સફરિ વલ્ ખલીફતુ ફિલ્ અહ્લિ વલ્ માલ્. અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુ બિક મિવ્‌ં વઅ્સાઈસ્ સફરિ વ કઅ્બતિલ્ મન્ઝરિ વ સુઇલ્ મુન્કલબિ ફિલ્ અહ્લિ વલ્ માલ્. (મુસ્લિમ)**

# ઉમરહનું ટુંકમાં વર્ણન

## એહરામ બાંધવું અને નિયત કરવી

**એહરામ :** હજ તેમજ ઉમરહ માટે પહેરવામાં આવતા ખાસ કપડાંને એહરામ કહે છે. (બુખારી)

પુરૂષોનું એહરામ બિલકુલ સિલાઈ વગરની બે સફેદ ચાદરો છે જેમાંથી એક લુંગીની માફક બાંધવામાં આવશે. અને બીજી ખભ્ભા પર નાંખી ઓઢી લેવામાં આવશે.

સ્ત્રીઓનું એહરામ ભ્ભપકા વગરના રંગીન અથવા સફેદ સિવેલા સાદા કપડાં છે અને માથે રૂમાલી છે.

**મીકાત :** જે જગ્યાએથી એહરામ બાંધવામાં આવે છે અને જ્યાંથી હજની હદ શરૂ થઈ જાય છે તે જગ્યાને મીકાત કહે છે.

મીકાતથી એહરામ બાંધી મસ્જીદે હરામમાં પહોંચી તવાફના સાત ચકકર તથા સઈના સાત ચકકર લગાવી વાળ મુંડાવવા આટલા કાર્યો કરવાને ઉમરહ કહે છે.

## -: એહરામની પાબંદીઓ તથા દમ અને ફિદિયાનું બયાન :-

અહેરામની પાબંદી એટલે હાજી અને હજીયાણી બંનેએ ઉમરા અને હજ દરમ્યાન અહેરામની હાલતમાં શરીઅતે મના ફરમાવેલી કેટલીક બાબતોથી ખાસ બચવું જોઈએ.

અગર એહરામની હાલતમાં પાબંદીઓમાંથી કોઈ કામ થઈ જાય તો તેનો કફફારો અદા કરવો પડે છે. આમાં ગભરાવા જેવું કશું નથી. જો થોડી કાળજી રાખી લેવામાં આવે તો કોઈ પ્રશ્ન ઉભો થતો નથી (ઈન્શાઅલ્લાહ). આ બાબતને વિગતવાર જોઈએ.

**એહરામની પાબંદીઓ :-**

(૧) મર્દોએ માથાને અડી જાય તેવી કોઈ ચીજ વડે માથાને ઢાંકવું નહી. એટલે કે ટોપી, રૂમાલ કે અહેરામની ચાદર વગેરને માથા ઉપર નાખવું નહીં. (બુખારી, મુસ્લિમ)

(૨) શરીરના કોઈપણ ભાગના થોડા અથવા વધારે બિલકુલ વાળ કાપવા નહી. (સુરઃ અલબકરહ - ૧૯૭)

(૩) મર્દ ઔરત બંનેએ હાથ તથા પગના નખ કાપવા નહી.
(ઈજમાઅ)

(૪) મર્દ ઔરત બંને એ ખૂશ્બુ લગાડવી નહીં. (બુખારી)

(૫) મર્દોએ સિલાઈવાળા કપડાં પહેરવા નહીં. (બુખારી)

ઉપર દર્શાવેલ પાંચ કામોના થઈ જવાથી હાજીએ ફિદિયો આપવો પડશે. જે ત્રણ રીતે આપી શકાય છે.

**(૧) ત્રણ દિવસના રોઝા રાખવા.**

**અથવા**

**(૨) છ મિસ્કીનોને ખાવાનું ખવડાવવું.**

**અથવા**

**(૩) એક બકરી ઝબહ કરવી.**

(૬) ખુશ્કીના કોઈ જાનવરનો શિકાર કરવો નહીં.
(સુરઃ માઈદહ - ૯૫,૯૬)

જો કોઈનાથી શિકાર થઈ જાય તો તેના બદલામા તેની બરાબરીનું એક જાનવર ઝબહ કરવુ પડશે.

(૭) પતિ-પત્નિએ આપસમાં શહવત ઉપસાવે તેવી હરકતો ન કરવી કે જેને કારણે હવસ પેદા થાય અને તે જમાઅ કરવાની નજીક સુધી પહોંચાડી દે.

જો કોઈનાથી હવસ ઉપસાવે તેવી હરકત થઈ જાય તો તેણે એક બકરી ઝબહ કરવી પડશે.

(૮) એહરામની હાલતમાં જમાઅ એટલે કે હમબિસ્તરી કરવાની સખત મનાઈ છે. આને કારણે હજ બાતિલ થઈ જાય છે.

આ ગુનાહના બદલામા આ હજ તો મુકમ્મલ કરવું જ પડશે તથા એક ઊંટ ઝબહ કરવું પડશે અથવા દસ દિવસના રોઝા રાખવા પડશે. તેમજ બંનેએ બીજા વર્ષે હજની કઝા પણ કરવી પડશે.

(૯) નિકાહ કરવો કે કરાવવો કે નિકાહનો પયગામ પહોંચાડવો વગેરે પણ મના છે. (મુસ્લિમ)

આ ઉપરાંત બેહુદા વાતો, હસદ, ગીબત, જુઠ તથા અન્ય ગુનાહના કામ કરવા નહીં તેમજ નશાવાળી અને બદબૂદાર વસ્તુઓ જેવી કે તમાકું, બીડી, ગુટખા, છીંકણી વગેરેથી પણ બચવું. અગર ભુલથી થઈ જાય તો સાચા દિલથી સખત તૌબા કરવી.

# એહરામમાં જે કામ કરી શકાય છે તેવી બાબતો

હવે એવા કામ પણ જાણી લઈએ જે એહરામની હાલતમાં કરી શકાય છે. જેના કરવામાં કશો વાંધો નથી કે કોઈ દમ તથા દંડ નથી.

(૧) મેલ સાફ કર્યા વગર ગુસલ કરી શકાય છે. એહરામ કાઢી બુજુ એહરામ બદલી શકાય છે. નિફાસ તથા હૈઝવાળી ઔરતો માટે પણ આજ હુકમ છે.

(બુખારી, મુસ્લિમ)

(૨) એહરામ નફલી નમાઝ તથા ફર્ઝ નમાઝ પછી બાંધી શકાય છે.

(૩) શરીરમાં ખંજવાળ આવે તો ખંજવાળી શકાય છે. અગર ભૂલથી કોઈ વાળ નિકળી જાયતો કોઈ હરજ નથી.

(બુખારી, મુસ્લિમ)

(૪) દવા-ઈલાજ કરી શકાય છે. (મુસ્લિમ)

(૫) તંબુનો છાંયડો, છત્રીનો છાંયડો કે અન્ય કોઈ વસ્તુ જે માથાને ન અડે, તેનો છાંયડો લઈ શકાય છે. (મુસ્લિમ)

(૬) કમરપટ્ટો બાંધી શકાય છે. (બુખારી)

(૭) તકલીફ પહોંચાડનાર તથા ઝેરી જાનવર મારી શકાય છે. (બુખારી, મુસ્લિમ)

(૮) પાલતુ જાનવર જેમકે ઊંટ, ગાય, બકરી, મરઘી વગેરે ઝબહ કરી શકાય છે.

નોંધ :- ઔરતોએ અહેરામની હાલતમાં ચેહરો ખુલ્લો રાખવો, તથા હાથ મોજા પહેરવા નહીં (બુખારી). અગર તવાફ દરમ્યાન કે અન્ય જગ્યાએ કોઈ મર્દનો સામનો થઈ જાય તો તે સમયે ચહેરા પર કપડુ આડુ ઢાંકી શકે છે.

આ સિવાય હજના પૂરા સફર દરમ્યાન ઔરતોએ પરદો કરવો જોઈએ કેમ કે બેપર્દગી કુરઆનની નાફરમાની છે. અગર કોઈ ઔરત નમાઝ પ્રત્યે અને પરદા પ્રત્યે લાપરવાહ હોય તો તેણે હજની નિયતની સાથે જ પોતાના જીવનમાં પરિવર્તન લાવી દેવું જોઈએ.

# ઉમરહમાં નીચે મુજબ કાર્યો જરૂરી છે

(૧) એહરામ બાંધવું.

(૨) કાબા શરીફના સાત ચક્કર મારી એક તવાફ કરવો.

(૩) સફા-મરવહના સાત ચક્કરની એક સઈ કરવી.

(૪) સઈ કર્યા બાદ પૂરા માથાના વાળ મુંડાવવા અથવા કપાવવા.

# ઉમરહનો વિગતવાર તરીકો

## ઉમરહનું પહેલું કાર્ય એહરામ

મીકાત, એટલે કે એહરામ બાંધવાનું સ્થળ આવતા પહેલાં એહરામ બાંધી લેવું જરૂરી છે. (બુખારી, મુસ્લિમ) અગર એહરામ બાંધ્યા વિના મીકાતથી આગળ નીકળી ગયા તો પાછા આવી એહરામ બાંધીને જવું પડશે. અગર મીકાત પર પાછા જઈ શકાય તેમ ન હોય તો એક બકરી

અથવા જાવનર ઝિબહ કરી મિસ્કીનોને વહેંચી દેવું પડશે.

જો કોઈ ફર્જ નમાઝનો સમય થતો હોય તો તે પઢીને એહરામ બાંધવુ. (નબી સલ્લલ્લાહુ વ સલ્લમે ઝોહરની નમાઝ બાદ એહરામ બાધ્યુ હતુ) એહરામ બાંધતા પહેલા ગુસલ કરી લેવું, ગુસલ કરવું સુન્નત છે, અગર ગુસલ કરી શકાય તેમ ન હોય તો વઝૂ કરી લેવું. ત્યારબાદ રોજીંદા સિવેલા કપડાં ઉતારી એહરામના કપડાં પહેરી લેવા અને ફક્ત શરીર પર ખુશ્બૂ લગાવવી. હવે ઝુબાનથી **અલ્લાહુમ્મ લબ્બય્ક ઉમ્રતન્** કહેવું અને **હજ્જે તમત્તો** ની નિયત કરવી.

મીકાત પાસે પહોંચતા હાજીએ બુલંદ અવાઝે તલ્બિય્યહ એટલે **લબ્બય્ક અલ્લાહુમ્મ લબ્બય્ક્, લબ્બય્ક લા શરીક લક લબ્બય્ક્. ઇન્નલ્ હમ્દ વન્નિઅ્મત લક વલ્ મુલ્ક્, લા શરીક લક્ (બુખારી, મુસ્લિમ).** પઢવાનું શરૂ કરી દેવું અને હરમ શરીફમાં એટલે કે મસ્જીદે હરામમાં પહોંચતા સુધી પઢવાનું ચાલુ જ રાખવું. ઔરતોએ પોતાની બાજુવાળો સાંભળી શકે તેટલા જ અવાઝથી પઢવું. બુલંદ અવાઝથી ન પઢવું.

એહરામ બાંધી મીકાતથી પસાર થઈ બુલંદ અવાઝથી આગળ બતાવ્યા મુજબ લબ્બય્ક અલ્લાહુમ્મ લબ્બય્ક્, લબ્બય્ક લા શરીક લક લબ્બય્ક્. ઇન્નલ્ હમ્દ વન્નિઅ્મત લક વલ્ મુલ્ક્, લા શરીક લક્ પોકારતા પોકારતા મક્કા પહોંચવું. મક્કા પહોંચી જરૂરતથી ફારિગ થયા બાદ વઝૂ કરી તરત જ મસ્જીદે હરામ માં ઉમરહ કરવા માટે જવું. મસ્જીદે હરામમાં દાખલ થતી વખતે પહેલાં જમણો પગ અંદર મુકવો અને આ દુઆ પઢવી.

(જે દરેક મસ્જીદમાં દાખલ થતી વખતે પઢવામાં આવે છે.)

**અઊઝુ બિલ્લાહિલ્ અઝીમ્, વ બિ વજ્હિહિલ્ કરીમ્, વ સુલ્તાનિહિલ્ કદીમ્, મિનશ્ શય્તાનિર્ રજીમ્. બિસ્મિલ્લાહિ વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહ્. અલ્લાહુમ્મફ્તહ્ લી અબ્વાબ રહ્મતિક્. (મુસ્લિમ)**

## -: ઉમરહનો તવાફ શરૂ કરતાં પહેલાં :-

## -: ખાસ નોંધ :-

(૧) આ તવાફ હજ્જે તમત્તોના ઉમરહ માટે હોવાથી આ તવાફમાં રમ્લ અને ઈઝતેબા કરવામાં આવશે.

**રમ્લ :** એટલે આ તવાફના શરૂના ત્રણ ચક્કરમાં પુરૂષોએ પહેલવાનની માફક ખભા હલાવી, ટૂંકા પગલે, ઝડપથી ચાલવું. અને બાકીના ચાર ચક્કર સામાન્ય ચાલે પૂરા કરવા. (અહમદ, મુસ્લિમ)

**ઈઝતેબા :-** એટલે પુરૂષોએ પોતાના એહરામની ઉપરની ચાદર જમણાં ખભાની નીચેથી બગલમાંથી કાઢી તેના બન્ને છેડા ડાબા ખભા ઉપર નાંખી દેવા અને જમણો ખભો ખુલ્લો રાખવો. (અહમદ, અબૂદાવૂદ)

આમ કરવાને ઈઝતેબા કહે છે.

**નોંધ :- રમ્લ અને ઈઝતેબા ફક્ત મર્દો માટે છે.**

(૨) તવાફ પહેલા વઝૂ કરવુ જરૂરી છે.

(તિરમીઝી, હાકિમ)

તવાફ એક પ્રકારની નમાઝ જેવી જ ઈબાદત છે માટે પાકી અને વઝૂની હાલતમાં જ તવાફ થઈ શકે છે અગર ચાલુ તવાફમાં વઝુ તુટી જાયતો ફરીથી વઝૂ કરી જેટલા ચક્કર બાકી રહ્યા હોય તેટલા પૂરા કરવા.

## ઉમરહનું બીજુ કાર્ય તવાફ

## -: તવાફની રીત :-

મસ્જીદે હરામમાં દાખલ થઈ સીધા હજરે અસ્વદ પાસે જવું અને **લબ્બય્ક** ... પઢવાનું બંધ કરી દેવું. હવે દિલમાં તવાફની નિયત કરી **બિસ્મિલ્લાહિ અલ્લાહુ અક્બર્** કહી (બયહકી) શક્ય હોય તો હજરે અસ્વદને બોસો આપવો, ''અગર શક્ય ન હોય તો હાથથી અથવા લાકડી વડે અડકવું અને હાથ અથવા લાકડીને બોસો આપવો'' (બુખારી, મુસ્લિમ). અને તે પણ શક્ય ન હોય તો હજરે અસ્વદ સામે ઉભા રહી તેની તરફ ચેહરો કરી જમણો હાથ ઉંચો કરી, **અલ્લાહુ અક્બર્** કહી ફક્ત ઈશારો કરવો (બુખારી) હાથ ચુમવો નહીં. ત્યારબાદ તવાફ શરૂ કરવો.

(આ રીતે હજરે અસ્વદને અડકવાને અથવા બોસો આપવાને અથવા ઈશારો કરવાને ઈસ્તિલામ કહે છે.)

હવે "બયતુલ્લાહ" ડાબા હાથે રાખી જમણી તરફથી તવાફના ચક્કર શરૂ કરવા. (મુસ્લિમ)

આ ઉમરહનો તવાફ હોવાથી પહેલા ત્રણ ચક્કરમા રમ્લ કરવું અને સાતેવ ચક્કરમાં ઈઝતેબા કરવું (અબૂદાવૂદ).

તવાફ દરમ્યાન જે દુઆ આવડતી હોય તે દુઆઓ અથવા કુરઆનની સૂરતો પઢી શકાય છે. તેમજ **સુબ્હાનલ્લાહ્, અલ્ હમ્દુ લિલ્લાહ્, અલ્લાહુ અક્બર્, અસ્તગ્ફિરૂલ્લાહ્**, વગેરે પઢી શકાય છે તથા કોઈપણ ભાષામાં દુઆ માંગી શકાય છે. મતલબ ગમે તે રીતે અલ્લાહનો ઝિકર કરતા રહેવું જોઈએ.

જ્યારે "બયતુલ્લાહ"નો "રૂકને યમાની" નામનો ખૂણો આવે ત્યારે શક્ય હોય તો તે ખૂણાને જમણા હાથથી અડકવો, બોસો (ચૂંબન) આપવો નહીં તથા હાથને પણ બોસો આપવો નહીં. **અગર અડકવું મુશ્કેલ હોય** તો ઈશારો પણ ન કરવો અને ત્યાંથી પસાર થઈ જવું.

રૂકને યમાની અને હજરે અસ્વદ ની દરમ્યાન નીચેની દુઆ પઢવી અફઝલ છે. **રબ્બના આતિના ફિદ્દુન્યા હસનતંવ્ વ ફિલ્ આખિરતિ હસનતંવ્ વ કિના અઝાબન્નાર્.** (અબૂદાવૂદ)

આ રીતે દુઆ વગેરે પઢતા પઢતા કાબા શરીફની ગોળ ફરી હજરે અસ્વદ પાસે આવતા તવાફનો એક ચક્કર પૂરો થશે. હવે ફરી હજરે અસ્વદને બોસો આપી અથવા ઈસ્તિલામ એટલે આગળ બતાવ્યા મુજબ **અલ્લાહુ અક્બર્** કહી હાથથી ઈશારો કરી બીજો ચક્કર શરૂ કરવો અને પહેલા ચક્કરની રીતે દુઆઓ પઢતા તથા ઝિકર કરતા કરતા બીજો ચક્કર પૂરો કરવો. આ રીતે સાત ચક્કર પૂરા થતાં એક તવાફ પૂરો થશે.

તવાફના સાત ચક્કર પૂરા થયા બાદ ઈઝતેબા કાઢી નાખવું એટલે એહરામની ચાદર બન્ને ખભા પર નાંખી ઓઢી લેવી.

**ખાસ નોંધ :-** અગર તવાફના સાત ચક્કરની ગણતરીમાં ભુલ જાય અથવા શંકામાં પડી જવાય કે કેટલા ચક્કર થયા તો જે સંખ્યા પર દિલ વધારે યકીન કરતું હોય તેને સ્વિકારી

તે પ્રમાણે ચક્કર પૂરા કરવા, તેમ ન થાય તો ઓછી સંખ્યાની ગણતરી સ્વિકારી તે મુજબ ફેરા પૂરા કરવા.

તવાફથી ફારિગ થયા બાદ મકામે ઈબરાહીમ પાસે આવવું અને કુરઆનની આયત **વત્તખિઝૂ મિમ્ મકામિ ઈબ્રાહીમ મુસલ્લા** (સૂરે બકરહ - ૧૨૫) પઢવી અને ત્યારબાદ તેની પાછળ જ્યાં જગ્યા મળે ત્યાં બે રકઅત નમાઝ પઢવી, આ બે રકઅતમાં પહેલી રકઅતમાં સૂરે **કાફિરૂન** અને બીજી રકઅતમાં સૂરે **અહદ** પઢવી.

(મુસ્લિમ, તિરમિઝી)

## ઉમરહનું ત્રીજું કાર્ય

## -: સફા મરવહની સઈ :-

મકામે ઈબરાહીમથી ફારિગ થયા બાદ ઝમઝમનું પાણી પીવું તથા માથા ઉપર નાખવું સુન્નત છે(સહીહ અહમદ). નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે ઝમઝમનું પાણી જે ઈરાદાથી પીવામાં આવે તે પુરો થાય છે. (સહીહ ઈબ્નેમાજહ)

મીઝાબે રહમત (મુલ્તઝમ) પાસે દુઆ માંગવી. (મીઝાબે રહમત કાબાના દરવાજાની નીચેની પાળીને કહે છે). ત્યારબાદ સઈ શરૂ કરતા પહેલા હજરે અસ્વદ પાસે આવવું અને તેનો ઈસ્તેલામ કરી સફા તરફ જવું. ત્યાં પહોંચી કુરઆનની આ આયત ઈન્નસ્સફા વલ્ મર્વત મિન્ શઆઇરિલ્લાહ્, ફ મન્ હજ્જલ્ બય્ત અવિઅ્તમર ફલા જુનાહ અલય્હિ અય્ં યત્તવ્વફ બિહિમા વ મન્ તતવ્વઅ ખય્રન્ ફ ઇન્નલ્લાહ શાકિરૂન્ અલીમ્. (સૂરે બકરહ - ૧૫૮)

અબ્દઉ બિમા બદઅલ્લાહુ બિહી, પઢવી અને સફા પર ઊંચે સુધી ચઢી જવું અને સફા પર ઉભા રહી બય્તુલ્લાહ તરફ ચેહરો કરી હાથ ઉઠાવી આ દુઆ પઢવી.

અલ્લાહુ અક્બર્, અલ્લાહુ અક્બર્, અલ્લાહુ અક્બર્ પઢી નીચે લખેલ દુઆ ત્રણ પઢવી સુન્નત છે.

લા ઇલાહ ઇલ્લલ્લાહુ વહ્દહુ લા શરીક લહુ. લહુલ્ મુલ્કુ વ લહુલ્ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શય્ઇન્ કદીર્. લા ઇલાહ ઈલ્લલ્લાહુ વહ્દહૂ અન્જઝ વઅ્દહૂ વ નસર અબ્દહૂ વ હઝમલ્ અહ્ઝાબ વહ્દહ્. (મુસ્લિમ)

આ દુઆ પઢ્યા બાદ બીજી જે દુઆ માંગવી હોય અને જે ભાષામાં માંગવી હોય તે ભાષામાં ખૂબ રડી રડી દુઆ માંગવી. તેમજ અલ્લાહનો ઝિકર કરતા કરતા સફાથી મરવહ તરફ જવું.

સફા મરવહ વચ્ચેના રસ્તામાં આવતા જતા બન્ને તરફ રસ્તામાં છત ઉપર લીલા કલરની લાઈટોના નિશાન મુકેલ છે, જેને **"મીલૈન અખઝરૈન"** કહે છે. આ લાઈટો દરમ્યાન ફક્ત પુરૂષોએ સાધારણ ઝડપથી ચાલવું.

(મુસ્લિમ)

ત્યારબાદ સામાન્ય ચાલે ચાલી મરવહ પર પહોંચી ઊંચે સુધી ચઢવું અને કાબા તરફ ચેહરો કરી જેમ સફા પર હાથ ઉઠાવી (આગળ લખેલ) જે દુઆઓ માંગી હતી તેમ મરવહ પર પણ હાથ ઉઠાવી દુઆ માંગવી. મરવહ પણ દુઆ કુબૂલ થવાની જગ્યા છે. માટે શક્ય તેટલી દુઆ માંગવી. આમ સફાથી મરવહ વચ્ચેનો આ એક ચક્કર પૂરો થશે.

ત્યારબાદ મરવહથી પાછા સફા તરફ આવવું, ઉપરોક્ત દુઆ અને અન્ય દુઆઓ તથા ઝિકર પઢતા

પઢતા લીલી લાઈટો દરમ્યાન ઝડપી ચાલે અને તે સિવાય સામાન્ય ચાલે ચાલતા ચાલતા સફા પર પહોંચવું અને ઊંચે સુધી ચઢી અહીં પણ ફરી વખત બન્ને હાથ ઉઠાવી દુઆ માંગવી. સફાથી મરવહ, અને મરવહથી સફા, એમ આ બે ચક્કર પૂરા થયા. આજ રીતે સાત ચક્કર પૂરા કરવા. સાતમો ચક્કર મરવહ પર પૂરો થશે અને સઈ પણ પૂરી થશે.

## ઉમરહનું ચોથુ કાર્ય :- વાળ મુંડાવવા

સઈ પૂરી થયા બાદ પૂરૂષોએ પૂરા માથાના વાળ મુંડાવવા અથવા કપાવવા (બુખારી). તથા સ્ત્રીઓએ આંગળીના બોરખા જેટલા વાળ કપાવવા.

(સહીહ અબૂદાવૂદ)

અમુક પુરૂષો સ્ત્રીઓની માફક અમુક જ જગ્યાએથી થોડાક જ વાળ કપાવે છે, જે સહિહ નથી. પૂરા માથાના વાળ કપાવવા જોઈએ.

આટલા કાર્યો કરવાથી ઉમરો પૂરો થઈ જશે, અને એહરામની હાલતમાં જે પાબંદીઓ હતી તે ખતમ થઈ જશે. આટલું કર્યા બાદ એહરામ કાઢી નાંખવું (બુખારી) અને રોજીંદા કપડા પહેરી લેવા.

ઉમરો અદા કર્યા બાદ મક્કામાં રોકાણ દરમ્યાન વધુમાં વધુ સમય મસ્જીદે હરામમાં વીતાવવો જોઈએ, અને બને તેટલા વધારે તવાફ કરવા જોઈએ, ફરી બીજી કોઈ જગ્યાએ તવાફ કરવાનો મોકો નહીં મળે. આ ખૂબ જ કીંમતી સમય છે જેને બેકાર કામો, ફૂઝુલ બકવાસ, હંસી-મઝાક તથા હરવા ફરવામાં બરબાદ કરવો જોઈએ નહીં.

## હજ-ઉમરહ તથા તવાફ બાબત હૈઝ અને નિફાસવાળી ઔરતોના મસાઈલ

(૧) ઉમરહનું એહરામ બાંધ પહેલા હૈઝની હાલતમાં હોય તો પણ મિકાત પહેલા એહરામ બાંધવુ જરૂરી છે. પાક થતા સુધી રાહ જોવી પાક થઈ ગયા બાદ ઉમરહ કરવો.

(૨) જો ઉમરહ માટે એહરામ બાંધ્યા પછી અને તવાફ કરતા પહેલા હૈઝ આવી જાય તો પણ તવાફ ન કરે અને સઈ પણ ન કરે અને એહરામ કાઢી નાખે. પાક થઈ ગયા બાદ એહરામની નીયત કરી તવાફ તથા સઈ કરે.

(૩) જો તવાફ કરી તવાફની બે રકઅત નમાઝ પઢ્યા બાદ હૈઝ આવી જાય તો હૈઝની હાલતમાં સઈ કરી શકે છે અને ઉમરો અદા થઈ ગયો ગણાશે.

(૪) જો હજ માટે નીકળતી વખતે પણ હૈઝ કે નિફાસની હાલતમાં હોય તો બૈય્તુલ્લાહના તવાફ તથા નમાઝ સિવાય હજના બીજા તમામ કાર્યો કરી શકે છે અને તવાફ પછી કરવાનો રહેશે.

(૫) તવાફે વિદાઅ વખતે જો હૈઝની તકલીફ ઉભી થાય તો તવાફે વિદાઅ ન કરવાની છુટ છે.

## ઝમઝમનું પાણી

ઝમઝમનું પાણી ખુબ ફાયદાકારક છે અને તે જે ઈચ્છાથી પીવામાં આવે તે પુરી થાય છે. માટે નેક નિયતથી ખુબ પેટ ભરીને પીતા રહેવું જોઈએ.

# હજનો તરીકો

## આઠમી ઝિલહજ

ઉમરો કર્યા બાદ હજના કાર્યો આઠમી ઝિલહજથી શરૂ થાય છે. આઠમી ઝિલહજના દિવસે સવારે ગુસલ કરી, અને ગુસલ કરી શકાય તેમ ન હોય તો વઝૂ કરી, ત્યારબાદ ફક્ત શરીર પર ખુશ્બૂ લગાવી એહરામ બાંધી હજની નિયત કરવી અને ઝુબાનથી **અલ્લાહુમ્મ લબ્બય્ક્ હજ્જન્ (મુસ્લિમ)** કહેવું અને ત્યારબાદ તલ્બિયહની આ દુઆ બુલંદ અવાઝથી પઢતા રહેવું.

**તલ્બિયહ :- લબ્બય્ક અલ્લાહુમ્મ લબ્બય્ક્, લબ્બય્ક લા શરીક લક લબ્બય્ક્. ઇન્નલ્ હમ્દ વન્નિઅ્મત લક વલ્ મુલ્ક્, લા શરીક લક્.**

તલ્બિયહ ની આ દુઆ પઢતા પઢતા ફજરની નમાઝ બાદ ''મક્કા''થી ''મીના'' તરફ રવાના થવું અને મીનામાં પડાવ કરવો. ''મીના''માં ઝોહર, અસર, મગરીબ, ઈશા અને નવમી ઝિલહજની ફજર, એમ પાંચ ટાઈમની નમાઝ અદા થશે. આ નમાઝો સમયસર અને શક્ય હોય તો જમાઅત સાથે પઢવી નહીં તો એકલા કસર કરી પઢવી.

મીનામાં **"મસ્જીદે ખૈફ"** નામની મસ્જીદ છે અગર મસ્જીદમાં જઈ નમાઝ પઢવામાં આવે તો બેહતર છે, નહીં તો તંબુમાં પઢવી શક્ય હોય તો જમાઅત કરી કસર પઢવી અથવા એકલા કસર નમાઝ પઢવી. મીનામાં રોકાણ દરમ્યાન અલ્લાહનો ઝિકર કરતા રહેવું અને ઈબાદતમાં લાગેલા રહેવું તથા **લબ્બૈક...** પોકારતા રહેવું.

આમ મીનામાં આઠમી ઝિલહજની સવારથી લઈ નવમી ઝિલહજની ફજર સુધી રોકાણ રહેશે. નવમી ઝિલહજના રોજ સવારે એટલે અરફાના દિવસે અરફાતના મેદાનમાં જવાનું છે.

## ✶ નવમી ઝિલહજ ✶

**અરફાત તરફ રવાનગી :** નવમી ઝિલહજ એટલે અરફાના દિવસે મીનામાં ફજરની નમાઝ પઢી સૂરજ નીકળ્યા બાદ અરફાત ના મેદાન તરફ રવાના થવું અને ઝવાલ પહેલા એટલે ઝોહર પહેલા ત્યાં પહોંચી જવું. અરફાતના મેદાનામાં પોતાના પડાવ પર પહોંચી ઝોહર પહેલા **"મસ્જીદે નમેરહ"** માં પહોંચી જવું. અહીં પહેલા હજનો ખુત્બો થશે, ખુત્બો ધ્યાનથી સાંભળવો. ખુત્બા બાદ

પહેલા ઝોહરની નમાઝ જમાઅત સાથે બે રકઅત કસર પઢાવવામાં આવશે, પછી તરત જ અસરની બે રકઅત કસર જમાઅત સાથે પઢાવવામાં આવશે.

"મસ્જીદે નમેરહ"માં જવું શક્ય ન હોય તો પોતાના તંબુમાં જ, શક્ય હોય તો જમાઅત કરી અથવા એકલા ઝોહરના ટાઈમે તકબીર પઢી પહેલા ઝોહરની બે રકઅત કસર પઢવી અને પછી તરત જ ફરી તકબીર પઢી અસરની બે રકઅત કસર પઢવી. ત્યાર બાદ અરફાતના મૈદાનમાં કોઈ પણ જગ્યાએ રહેવું, અથવા પોતાના પડાવ પર રહેવું. અરફાતની બહાર જવું નહીં અને મગરીબ સુધી દુઆ તથા ઝિકરમાં મશગૂલ રહેવું.

અરફાતના મૈદાનમાં રોકાવવું હજનો મુખ્ય રૂકન છે, અગર કોઈ શરઇ મજબુરીના કારણે મોડા પડે તો ૧૦મી ઝિલહજની ફજર પહેલા પણ ત્યાં પહોંચવુ જરૂરી છે. અહીં હાજર નહીં હોય તો હજ અદા થશે નહીં, તથા હજની ફરજ અદા કરવા માટે બીજા વર્ષે પાછા આવવું પડશે. (સહીહ નસઇ)

# અરફાના દિવસની ખાસ દુઆ

**લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહુ લા શરીક લહુ, લહુલ્ મુલ્કુ વ લહુલ્ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શય્ઈન્ કદીર્.**

**(તિરમિઝી)**

અરફાતનું મેદાન દુઆ કુબૂલ થવાની જગ્યા છે, અને અરફાનો દિવસ દુઆ કુબૂલ થવાનો દિવસ છે માટે અહીં ખૂબ રડી રડી આજીઝી કરી જેટલી બને એટલી વધારે દુઆ માંગવી. અરફાનો દિવસ ખૂબજ મહત્વનો દિવસ અને મેદાને અરફાતમાં રોકાણ ખૂબજ કીંમતી સમય છે માટે જરાપણ બેદરકારી કે સુસ્તી કરવી જોઈએ નહીં. ‘‘અરફાત’’ના મેદાનમાં મગરિબ સુધી ઈબાદતમાં મશગૂલ રહેવું. અહીં મગરિબની નમાઝનો ટાઈમ થઈ જાય તો પણ મગરિબની નમાઝ પઢવી નહીં. કેમકે મગરિબ અને ઈશાની નમાઝ ‘‘મુઝદલિફહ’’ જઈ પઢવી સુન્નત છે.

**અરફાતના મેદાનમાંથી મુઝદલિફહ જવાનું છે.**

# મુઝદલિફહ રવાનગી

‘‘અરફાત’’ના મેદાનમાંથી સૂરજ ડુબ્યા બાદ મગરિબની નમાઝ પઢયા વગર **લબ્બૈક...** પઢતા પઢતા ‘‘મુઝદલિફહ’’ રવાના થઈ જવું. ‘‘મુઝદલિફહ’’ પહોંચી તરત જ પહેલા મગરિબની ત્રણ રકઅત પઢવી અને ત્યારબાદ ઈશાની નમાઝ કસર કરી એટલે કે બે રકઅત જમાઅત કરી પઢવી. જમાત શક્ય ન હોય તો એકલા પઢી લેવી. ‘‘મુઝદલિફહ’’માં રાત વિતાવવી જરૂરી છે. તેમજ અહીં રાત્રે જાગવા કરતાં સુઈ જવું બેહતર છે. (સુઇ જવુ નબી સ.અ.વ.ની સુન્નત છે).

સવારમાં ઉઠી  ફજરની નમાઝ પઢી કિબ્લા તરફ ચેહરો કરી ખૂબ દુઆ માંગવી. ‘‘મુઝદલિફહ’’ માં રાત્રી રોકાણ **“મશઅરૂલ હરામ”** માં કરવામાં આવે તો સારું છે.  **અગર “મશઅરૂલ હરામ”** માં જવાય એમ ન હોય તો ‘‘મુઝદલિફહ’’ માં પોતાના પડાવ પર ફજરની નમાઝ પઢી કિબ્લા તરફ ચેહરો કરી દુઆ માંગવી.

નવમી તારીખની રાત ‘‘મુઝદલિફહ’’માં વિતાવી, સવારે એટલે દસમી ઝિલ હજ્જે ફજરની નમાઝ પઢી

સૂરજ નિકળતા પહેલા ‘‘મુઝદલિફહ’’થી પાછા ‘‘મીના’’ રવાના થવાનું છે.

નોંધ : શક્ય હોય તો બધી નમાઝો જમાઅત સાથે જ પઢવી.

# દસમી ઝિલહજ

# મીના તરફ રવાનગી

દસમી ઝિલહજ ના રોજ સવારે ‘‘મુઝદલિફહ’’માં ફજરની નમાઝ તથા દુઆથી ફારિગ થઈ સૂરજ નિકળતા પહેલા ‘‘મુઝદલિફહ’’થી મીના રવાના થઈ જવું. અને લબ્બયક પોકારવાનું ચાલુ જ રાખવું.

આજે દસમી ઝિલહજના દિવસે મીનામાં ચાર મુખ્ય કામ કરવાના છે.

(૧) રમી એટલે શૈતાનને કાંકરીઓ મારવી.

(૨) કુરબાની કરવી.

(૩) વાળ મુંડાવવા.

(૪) તવાફે ઝિયારહ અથવા તવાફે ઈફાઝા કરવો.

આ ચારેવ કામ લખ્યા મુજબ ક્રમવાર કરવા સુન્નત તથા અફઝલ છે. તેમજ આગળ-પાછળ થઈ જાય તો પણ જાઈઝ છે, કોઈ હરજ નથી.

**(૧) રમી :-** ''મુઝદલિફહ''થી રવાના થઈ મીના પહોંચી સીધા શૈતાનને કાંકરીઓ મારવા જવું. આજે એટલે દસમી ઝિલહજના દિવસે જે ઈદનો દિવસ છે ફક્ત મોટા શૈતાનને સાત કાંકરીઓ મારવામાં આવશે, જે મક્કાથી નજીક છે અને જેને ''જમરતુલ અકબહ'' કહે છે. આજના દિવસની કાંકરીઓ ફજરથી લઈ ઝવાલ સુધી એટલે કે ઝોહરની નમાઝનો ટાઈમ થતાં પહેલા મારી લેવી.

(બુખારી, મુસ્લિમ)

જો કોઈ મજબૂરીના કારણે મોડુ થઈ જાય તો ઝવાલ બાદ પણ કાંકરી મારવી જાઈઝ છે. (બુખારી)

શૈતાન પાસે પહોંચી **લબ્બય્ક...** પઢવાનું બંધ કરી દેવું અને એક પછી એક સાત કાંકરીઓ મારવી, આ કાંકરીઓ ચણા જેટલી અથવા ચણાથી સહેજ મોટી હોવી જોઈએ બહુ મોટી કે નાની ન હોવી જોઈએ, જે ''મુઝદલિફહ'' અથવા ગમે ત્યાંથી લઈ શકાય છે,

"મુઝદલિફહ"થી જ કાંકરીઓ લેવી એવું જરૂરી નથી. પરંતુ કોઈની વાપરેલી કાંકરી ઉઠાવવી નહીં. દરેક કાંકરી મારતી વખતે હાથ ઊંચો ઉઠાવવો અને અંગુઠો તથા પહેલી આંગળીથી કાંકરી પકડવી, શક્ય ન હોય તો જે રીતે ફાવે તેમ પકડવી અને **બિસ્મિલ્લાહિ અલ્લાહુ અક્બર્** કહેવું, તેમજ કાંકરીઓ એ રીતે મારવી કે શૈતાનને વાગે અને ન વાગે તો ફરીથી મારવી પડશે. અને પુલ ઉપરથી કાંકરી મારવામાં આવે તો મારેલી કાંકરી શૈતાનને ન વાગે તો કૂંડાળામાં તો પડવી જ જોઈએ અગર કોઈ કાંકરી શૈતાનને નહીં વાગે અથવા કૂંડાળાની બહાર જશે તો તેના બદલામાં બીજી કાંકરી મારવી પડશે.

(૨) **કુરબાની :-** કાંકરીઓ માર્યા બાદ કુરબાની કરવી.
(૩) **વાળ મુંડાવવા :-** કુરબાનીથી ફારિગ થઈ પુરૂષોએ પૂરા માથાના વાળ મુંડાવવા અને ઔરતોએ બોરખા જેટલી ચોટી કપાવવી.

આટલું કર્યા બાદ હલાલ થઈ જવાય છે, માટે એહરામ કાઢી સાદા કપડાં પહેરી લેવા. હવે સ્ત્રી-પુરૂષના મિલાપ સિવાય એહરામની હાલતમાં જે કાર્યો કરવા હરામ હતા તે બધાં હલાલ થઈ જાય છે.

**નોંધ :-** અમુક પુરૂષો સ્ત્રીઓની માફક અમુક જ જગ્યાએથી થોડાક જ વાળ કપાવે છે, જે સહીહ નથી. પૂરા માથાના વાળ કપાવવા જોઈએ.

**(૪) તવાફે ઝિયારહ (ઈફાઝહ) :-** ઉપર જણાવેલ કાર્યો રમી, કુરબાની, તથા મુંડન, વગેરે થી ફારિગ થયા બાદ મક્કા જઈ તવાફે ઝિયારહ અદા કરવો, અને સફા મરવહની સઈ કરવી. તવાફે ઝિયારહ તમામ હાજીઓ માટે જરૂરી છે તેમજ દસમી ઝિલહજના દિવસે કરી લેવો અફઝલ છે, બાદમાં કરવા હોય તો પણ જાઈઝ છે.

તવાફે ઝિયારહ કરી પાછા ''મીના'' પહોંચી જવું ''મીના''માં રાત રોકાવવું જરૂરી છે અને હજનો રૂકન છે.

**ખાસ નોંધ :-** તવાફે ઝિયારહ અને તવાફે વિદાઅ બંનેની સાથે નિયત કરી બંને માટે એક જ તવાફ કરવામાં આવે તો પણ જાઈઝ છે.

હવે બે કે ત્રણ દિવસ ''મીના''માં રહેવાનું છે અને દરરોજ ઝવાલથી મગરીબ સુધીના ટાઈમમાં ત્રણેવ શૈતાનને સાત-સાત કાંકરીઓ મારવાની છે.

''મીના''માં રોકાણ દરમ્યાન સંયમથી રહેવું, તથા પાંચેવ ટાઈમની નમાઝો કસર કરી ટાઈમસર શક્ય હોય તેટલું જમાઅત સાથે પઢવી અને સમય બરબાદ ન કરતાં ઈબાદતમાં મશગૂલ રહેવું.

ઉપર જણાવ્યા મુજબ હજુ બે અથવા ત્રણ દિવસ ''મીના''માં રોકાવવાનું છે. દસમી ઝિલહજે ફક્ત મોટા શૈતાનને ફજરથી ઝવાલ સુધીના ટાઈમમાં કાંકરીઓ મારવાની હતી. પરંતુ બાકીના દિવસોમાં ત્રણેવ શૈતાનને ઝવાલ થી લઈ મગરિબ સુધીના ટાઈમમાં સાત-સાત કાંકરીઓ મારવાની છે.

## અગ્યારમી ઝિલહજ

આજે અગ્યારમી ઝિલહજે ઝવાલ પછી પહેલા નાના શૈતાનને જે ''મીના''થી નજીક છે તેને એક-એક કરી સાત કાંકરીઓ મારવી.

આગળ બતાવ્યા મુજબ દરેક કાંકરી મારતી વખતે હાથ ઊંચો ઉઠાવવો અને અંગૂઠો તથા પહેલી આંગળીથી કાંકરી પકડવી, શક્ય ન હોય તો જે રીતે ફાવે તેમ પકડવી અને **બિસ્મિલ્લાહિ અલ્લાહુ અક્બર્** કહેવું, તેમજ

કાંકરીઓ એ રીતે મારવી કે શૈતાનને વાગે અને ન વાગે તો ફરીથી મારવી પડશે. અને પુલ ઉપરથી કાંકરી મારવામાં આવે તો મારેલી કાંકરી શૈતાનને ન વાગે તો કૂંડાળામાં તો પડવી જ જોઈએ અગર કોઈ કાંકરી શૈતાનને નહીં વાગે અથવા કૂંડાળાની બહાર જશે તો તેના બદલામાં બીજી કાંકરી મારવી પડશે.

નાના શૈતાનને કાંકરી માર્યા બાદ ત્યાંથી થોડુ આગળ વધી એક બાજુએ જઈ બન્ને હાથ ઉઠાવી દુઆ માંગવી.

ત્યાંથી થોડુ આગળ વચલો શૈતાન છે ત્યાં જઈ વચલા શૈતાનને પણ, પહેલા શૈતાનને જે રીતે કાંકરીઓ મારી હતી એ રીતે એક-એક કરી સાત કાંકરીઓ મારવી, અને થોડુ આગળ જઈ દુઆ માંગવી.

છેલ્લે મોટા શૈતાનને પણ એજ રીતે એક-એક કરી સાત કાંકરીઓ મારવી.

**મોટા શૈતાનને કાંકરીઓ મારી દુઆ કરવી નહીં.**

# બારમી ઝિલહજ

બીજા દિવસે એટલે કે બારમી ઝિલહજે પણ આજ રીતે ઝવાલ પછી એક પછી એક ત્રણેવ શૈતાનને સાત-સાત કાંકરીઓ મારવી, પહેલા બે શૈતાનને કાંકરીઓ મારી દુઆ કરવી અને મોટા શૈતાનને કાંકરીઓ મારી દુઆ કરવી નહીં. અગ્યારમી અને બારમી ઝિલહજ ''મીના''માં વિતાવવી જરૂરી છે, અને તેરમી ઝિલહજ સુધી રોકાવવું અફઝલ છે.

અગર બારમી ઝિલહજે ''મીના''થી નિકળી જવાનો ઈરાદો હોય તો બારમીએ ઝવાલથી મગરીબ દરમ્યાન ત્રણેવ શૈતાનને સાત-સાત કાંકરીઓ મારી મગરિબ પહેલા મીના છોડી દેવું જરૂરી છે. અને જો કોઈ મગરિબ પહેલા મીના નહીં છોડે અને ''મીના''માં જ મગરિબ થઈ જશે તો તેરમી ઝિલહજ પણ ''મીના''માં જ વિતાવવી પડશે અને તેરમી ઝિલહજ્જે પણ કાંકરીઓ મારવી પડશે અને પછી મક્કા આવવાનું રહેશે.

આટલા કાર્યો કરવાથી તવાફે વિદાઅ સિવાય હજના બધા અરકાન પૂરા થઈ જાય છે, ફક્ત તવાફે વિદાઅ

કરવાનો બાકી રહે છે જે મક્કાથી વિદાય થતી વખતે બિલકુલ છેલ્લે કરવાનો હોય છે. જે હજનો એક રૂકન છે અને દરેક હાજીએ કરવો જરૂરી છે. હૈઝ અને નિફાસવાળી ઔરતો માટે તવાફે વિદાઅ ન કરવાની છુટ છે.

હવે જે હાજીઓએ મક્કા છોડી દેવાનું હોય અને ત્યાંથી રવાના થઈ જવાનું હોય તેમણે તવાફે વિદાઅ કરી વિદાય થઈ જવું. અને જે હાજીઓએ રોકાવવાનું હોય તેમણે રોકાણ દરમ્યાન બને તેટલા વધારે તવાફ કરવા અને વધુ પડતો સમય હરમ શરીફમાં તથા ઈબાદતમાં વિતાવવો. અને જ્યારે મક્કાથી વિદાય થવાનું હોય ત્યારે છેલ્લે તવાફે વિદાઅ કરી વિદાય થવું. વિદાય થતી વખતે કાબા શરીફની અઝમત પોતાના દિલમાં વસાવી રડતા દિલે ત્યાંથી વિદાય થવું.

# મદીના શરીફ

## મસ્જીદે નબવીની ઝિયારત

(૧) મસ્જીદે નબવીની ઝિયારત માટે તથા તેમાં નમાઝ પઢવાની નિયતથી મદીના મુનવ્વરાનો સફર કરવાનો ઘણો ષવાબ છે. કેમકે ‘‘મસ્જીદે નબવીમાં નમાઝ પઢવાનો ષવાબ મસ્જીદે હરામ સિવાય બીજી મસ્જીદમાં નમાઝ પઢવા કરતાં એક હજાર નમાઝ જેટલો ષવાબ મળે છે’’ (બુખારી)

(૨) મસ્જીદે નબવીની ઝિયારત માટે **તલ્બિયહ** અને **એહરામ** ની જરૂરત નથી.

(૩) દરેક મસ્જીદની માફક મસ્જીદે નબવીમાં પણ દાખલ થતી વખતે પહેલા જમણો પગ મુકવો અને આ દુઆ પઢવી.

**અઊઝુ બિલ્લાહિલ્ અઝીમ્, વ બિ વ્જહિહિલ્ કરીમ્, વ સુલ્તાનિહિલ્ કદીમ્, મિનશ્શયતાનિર્ રજીમ્. બિસ્મિલ્લાહિ વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહ્**

અલ્લાહુમ્મફ્તહ્ લી અબ્વાબ રહ્‌-મતિક્. (મુસ્લિમ)

(૪) મસ્જીદે નબવીમાં દાખલ થઈ બે રકઅત તહીય્યતુલ મસ્જીદ પઢવી (બુખારી). અગર આ બે રકઅત રવઝતુલ જન્નહમાં પઢે તો અફઝલ છે. કેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે, મેરે ઘર ઓર મિમ્બર કે દરમ્યાન જન્નત કે બાગોં મેં સે એક બાગ હે. (જેને રવઝતુલ જન્નહ કહે છે) (બુખારી, મુસ્લિમ)

અને જો મસ્જીદમાં દાખલ થતી વખતે જમાઅત ચાલતી હોય તો જમાતમાં શામિલ થઈ જવું (મુસ્લિમ) તેમજ જો ફર્ઝ નમાઝનો ટાઈમ હોય અને ફર્ઝ નમાઝ ન પઢી હોય તો પહેલા ફર્ઝ નમાઝ પઢી લેવી.

(૫) નમાઝથી ફારિગ થયા બાદ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની અને તેમના બન્ને સાથીયોની કબરની ઝિયારત કરવી. નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની કબર સામે અદબથી ઉભા રહી ધીમા અવાજે આ રીતે સલામ કહેવી.

**અસ્સલામુ અલયક યા રસૂલલ્લાહિ વ રહ્‌મતુલ્લાહિ વ બરકાતુહૂ.**

## ત્યાર બાદ દરૂદ શરીફ પઢવું.

ત્યાંથી થોડા જમણી બાજુ જઈ હઝરત અબૂ બકર રઝિયલ્લાહુ અન્હુ ની કબર સામે ઉભા રહી આ રીતે સલામ કહેવી અને તેમના માટે રહમત અને મગફિરતની દુઆ કરવી. **અસ્સલામુ અલય્ક યા અબા બક્ર્.**

ત્યાંથી થોડા વધારે જમણી તરફ ખસી **અસ્સલામુ અલયક યા ઉમર,** કહી સલામ કહેવી અને તેમના માટે પણ રહમત અને મગફિરતની દુઆ કરવી.

**નોંધ : કબરની ઝિયારત ફક્ત મરદો માટે જાઈઝ છે. ઓરતો માટે જાઈઝ નથી. (અહમદ, તિરમિઝી)**

(૬) મસ્જીદે કૂબામાં જવું, ત્યાં બે રકઅત નમાઝ પઢવી સુન્નત છે, કેમકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલય્હિ વ સલ્લમ ત્યાં નમાઝ પઢી છે અને પઢવા માટે ફરમાવ્યું છે. ઘરેથી અથવા રૂમ પરથી વઝૂ કરી મસ્જીદે કૂબામાં નમાઝ પઢવાનો ષવાબ એક ઉમરા જેટલો છે.

(અહમદ, નસઈ, ઈબ્નેમાજહ, હાકિમ)

(૭) બકીઅ નામના કબ્રસ્તાનમાં જવું, ત્યાં દફન થયેલ લોકો માટે મગફિરતની દુઆ કરવી.

(૮) હઝરત ઉષ્માન, હઝરત હમઝા, તથા ઉહદના શહીદોની કબર પર જવું સુન્નત છે. તેમને સલામ કરો અને તેમના માટે દુઆ કરો. કેમકે નબીયે કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ તેમની ઝિયારત કરતાં હતાં. અને સહાબાએ કિરામ રઝિયલ્લાહુ અન્હુમ ને સિખવાડતા હતા કે જ્યારે કબર પાસે જાવ તો આ દુઆ પઢો.

અસ્સલામુ અલય્કુમ્ અહ્લદ્ દિયારિ મિનલ્ મુઅ્મિનીન વલ્ મુસ્લિમીન્. વ ઇન્ના ઇન્શાઅલ્લાહુ બિકુમ્ લાહિકૂન્. નસ્અલુલ્લાહ લના વ લકુમૂલ્ આફિયહ્. (મુસ્લિમ)

# પઢવા લાયક ખાસ ખાસ દુઆઓ

**(૧) સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી, સુબ્હાનલ્લાહિલ્ અઝીમ્.**

તરજૂમો : અલ્લાહ પાક હે. ઓર હમ ઉસકી તારીફ બયાન કરતે હેં. અઝમતવાલા અલ્લાહ પાક હે.

**(૨) લા ઇલાહ ઇલ્લા અન્ત સુબ્હાનક ઇન્ની કુન્તુ મિનઝ્ ઝાલિમીન્.**

તરજૂમો : (અય અલ્લાહ) તેરે સિવા કોઈ મઅબૂદ નહીં. તુ પાક હે. બેશક મેં ઝાલિમોં મેં સે હું.

**(૩) લા ઇલાહ ઇલ્લલ્લાહુ વલા નઅ્બુદુ ઇલ્લા ઈય્યાહુ લહુન્ નિઅ્મતુ વ લહુલ્ ફઝ્લુ વ લહુષ્ષનાઉલ્ હસન્. લા ઇલાહ ઇલ્લલ્લાહુ મુખ્લિસીન લહુદ્ દીન વ લવ્ કરિહલ્ કાફિરૂન્.**

તરજૂમો : અલ્લાહ કે સિવા કોઈ મઅબૂદ નહીં ઓર હમ સબ ઉસીકી બંદગી કરતે હેં, ઉસીકે લિએ નેઅમત ઔર ફઝલ હે ઓર ઉસીકે લિએ અચ્છી તઅરીફ હે. અલ્લાહ

કે સિવા કોઈ મઅબૂદ નહીં હમ ઉસીકે લિએ દીનકો ખાલીસ કરતે હેં ચાહે કાફિર નાપસંદ કરે.

(૪) રબ્બના આતિના ફિદ્દુન્યા હસનતંવ્ વ ફિલ્ આખિરતિ હસનતંવ્ વ કિના અઝાબન્નાર્.

તરજૂમો : અય હમારે રબ હમેં દુનિયા મેં ભી ભલાઈ અતા કર ઓર આખેરત મેં ભી. ઓર હમકો જહન્નમ કે અઝાબ સે બચા.

(૫) અલ્લાહુમ્મ અસ્લિહ્ લી દીનીયલ્લઝી હુવ ઇસ્મતુ અમ્રી. વ અસ્લિહ્ લી દુન્યાયલ્લતી ફીહા મઆશી. વ અસ્લિહ્ લી આખિરતી યલ્લતી ફીહા મઆદી. વજ્અલ્ લી હયાત ઝિયાદતલ્ લી ફી કુલ્લિ ખય્ર્, વલ્ મવ્ત રાહતલ્ લી મિન્ કુલ્લિ શર્ર્.

તરજૂમો : અય અલ્લાહ મેરે લિએ મેરે દીન કો સુધાર દે જો મેરે કામકા બચાવ હે. ઔર મેરે લિએ મેરી દુનિયા સુધાર દે જીસ મેં મેરી રોઝી હે. ઓર મેરે લિએ મેરી આખેરત સુધાર દે જહાં મુજે લોટકર જાના હે. ઔર ઝિંદગી કો મેરે લિએ હર ભલાઈ મેં ઝયાદતી કા બાઈષ

બના દે, ઔર મૌતકો મેરે લિએ હર બુરાઈ સે રાહત બના દે.

(૬) અઊઝુ બિલ્લાહિ મિન્ જહ્દિલ્ બલાઇ વ દર્કિશ્શકાઇ વ સૂઇલ્ કઝાઇ વ શમાતતિલ્ અઅ્દાઅ્.

તરજૂમો : મેં અલ્લાહ કી પનાહ ચાહતા હું આઝમાઈશ કી સખ્તી સે, ઓર નહુસત કે પાને સે, ઓર બુરે ફેસલે સે ઓર દુશ્મન કે હંસને સે.

(૭) અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુ બિક મિનલ્ હમ્મિ વલ્ હુઝ્નિ વલ અજ્ઝિ વલ્ કસ્લિ વલ્ જુબ્નિ વલ્ બુખ્લિ વ મિનલ્ માસમિ વલ્ મગ્રમ્. વ મિન્ ગલબતિદ્ દય્નિ વ કહ્રિર્ રિજાલ્.

તરજૂમો : અય અલ્લાહ મેં તેરી પનાહ ચાહતા હું ફિકર, ગમ, આજીઝી, સુસ્તી, બુઝદિલી, કંજુસી ઔર ગુનાહ, ઔર કર્ઝ સે, ઓર કર્ઝ કે બોજ સે, ઓર લોગોં કે દબાવ સે.

(૮) અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુ બિક મિનલ્ બરસિ વલ્ જુનૂનિ વલ્ જુઝામિ વ મિન્ સય્યિઇલ્ અસ્કામ્.

તરજૂમો : અય અલાહ મેં તેરી પનાહ ચાહતા હું કોળ સે, પાગલપન સે, જુઝામ સે ઔર બુરી બીમારીયોં સે.

(૯) અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુકલ્ અફવ વલ્ આફિયત ફિદ્દુન્યા વલ્ આખિરહ્.

તરજૂમો : અય અલ્લાહ મેં તુજસે દરગુઝર કા, ઓર દુનિયા વ આખેરત મેં આફિયત કા સવાલ કરતા હું.

(૧૦) અલ્લાહુમ્મગ્ ફિર્ લી ખતીઅતી વ જહ્લી વ ઇસ્રાફી ફી અમ્રી વમા અન્ત અઅ્લમુ બિહી મિન્ની.

તરજૂમો : અય અલાલહ મેરી ખતા ઔર નાદાની કો, ઓર મેરે કામ મેં મેરી ઝયાદતી કો, ઓર જો કુછ ભી તુ મેરી તરફ સે જાનતા હે ઉસકો માફ કર દે.

(૧૧) અલ્લાહુમ્મ અઅ્તિ નફસી તક્વાહા વ ઝક્કિહા, અન્ત ખય્રૂ મન્ ઝક્કાહા, અન્ત વલીય્યુહા વ મવ્લાહા.

તરજૂમો : અય અલ્લાહ મેરે નફસ કો ઉસકી પરહેઝગારી અતા કર ઓર ઉસકો સાફ કર દે, તુહી સબસે અચ્છા

ઉસકો સાફ કરનેવાલા હે, તુહી ઉસકા વાલી ઓર માલિક હે.

**(૧૨) અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુ બિક મિન્ ઇલ્મિલ્ લા યન્ફઅ્, મિન્ કલ્બિલ્ લા યખ્શઅ્, વ મિન્ નફસિલ્ લા તશ્બઅ્, વ મિન્ દઅ્વતિલ્ લા યુસ્તજાબુ લહા.**

તરજૂમો : અય અલ્લાહ મેં તેરી પનાહ ચાહતા હું એસે ઈલ્મ સે જો નફા ન દે, ઓર એસે દિલ સે જો ખૌફ ન ખાએ, ઓર એસી દુઆ સે જો કુબૂલ ન હો.

**(૧૩) અલ્લાહુમ્મ અલ્હિમ્ની રૂશ્દી વ અઇઝ્ની મિન્ શર્રિ નફ્સી.**

તરજૂમો : અય અલ્લાહ મુજે મેરી હિદાયત કિ ખબર કર, ઓર મુજે મેરે નફસકી બુરાઈ સે બચા.

**(૧૪) અલ્લાહુમ્મક્ ફિની બિ હલાલિક અન્ હરામિક વ અગ્નિની બિ ફઝ્લિક અમ્મન્ સિવાક્.**

તરજૂમો : અય અલ્લાહ અપને હલાલ કે ઝરીએ અપને હરામ સે મેરી કિફાયત કર, ઓર મુજકો અપને ફઝલ સે દુસરોં સે બેનિયાઝ કર દે.

(૧૫) અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુકલ્ હુદા વત્તુકા વલ્ અફાફ વલ્ ગિના.

તરજૂમો : અય અલ્લાહ મેં તુજ સે હિદાયત, પરહેઝગારી, પાકદામની, ઓર બેનિયાઝી માંગતા હું.

(૧૬) અલ્લાહુમ્મ ઇન્ની અસ્અલુકલ્ જન્નત વમા કર્રબ ઇલય્હા મિન્ કવ્લિંવ્ વ અમલ. વ અઊઝુ બિક મિનન્નારિ વમા કર્રબ ઇલય્હા મિન્ કવ્લિંવ્ વ અમલ.

તરજૂમો : અય અલ્લાહ મેં તુજસે જન્નત કા સવાલ કરતા હું, ઓર એસે અમલ ઓર એસી બાત કા સવાલ કરતા હું જો મુજે જન્નત કે કરીબ કર દે. ઓર તેરી પનાહ ચાહતા હું જહન્નમ સે, ઓર એસે અમલ ઓર એસી બાત સે જો જહન્નમ કે કરીબ લે જાએ.

(૧૭) રબ્બના અફરિગ્ અલય્ના સબ્રંવ્ વ ષબ્બિત્ અક્દામના વન્સુર્ના અલલ્ કવ્મિલ્ કાફિરીન્.

તરજૂમો : અય હમારે રબ હમેં સબ્ર અતા કર, હમકો ષાબિત કદમ રખ, ઓર કાફિરોં પર હમારી મદદ કર.

(૧૮) રબ્બના લા તુઝિગ્ કુલૂબના બઅ્દ ઈઝ્ હદય્તના વ હબ્ લના મિલ્લદુન્ક રહ્મતન્ ઇન્નક અન્તલ્ વહહાબ્.

તરજૂમો : અય હમારે રબ, હિદાયત દેનેકે બાદ હમારે દિલોં કો ગુમરાહ ન કર, ઓર હમેં અપની જાનિબ સે રહમત અતા કર, બેશક તુહી બળા દેનેવાલા હે.

(૧૯) રબ્બના ઇન્નના આમન્ના ફગ્ફિર્ લના ઝુનૂબના વ કિના અઝાબન્નાર.

તરજૂમો : અય હમારે રબ હમ ઈમાન લાએ, પસ હમારે ગુનાહોં કો માફ કર દે ઓર હમકો દોઝખ કે અઝાબ સે બચા.

(૨૦) રબ્બનગ્ ફિર્ લના ઝુનૂબના વ ઇસ્રાફના ફી અમ્રિના વ ષબ્બિત્ અક્દામના વન્સુર્ના અલલ્ કવ્મિલ્ કાફિરીન્.

તરજૂમો : અય હમારે રબ હમારે ગુનાહોં કો, ઓર હમ સે હમારે અમલ મેં જો ઝયાદતી હુઈ હો ઉસકો માફ કર, ઔર હમકો ષાબિત કદમ રખ, ઓર કાફિરોં પર હમારી મદદ કર.

**(૨૧) રબ્બનગ્ફિર્ લના ઝુનૂબના વ કફ્ફિર અન્ના સય્યિઆતિના વ તવફ્ફના મઅલ્ અબ્રાર્.**

**તરજૂમો : અય હમારે રબ હમારે ગુનાહોં કો બખ્શ દે, ઔર હમારી બુરાઈયોં કો દૂર કર દે, ઓર હમકો નેક લોગોં કે સાથ મૌત દે.**

**(૨૨) રબ્બના ઝલમ્ના અન્ફુસના વ ઇલ્લમ્ તગ્ફિર્ લના વ તર્હમ્ના લ નકૂનન્ન મિનલ્ ખાસિરીન્.**

**તરજૂમો : અય હમારે રબ હમને અપની જાનોં પર ઝુલ્મ કિયા હે, ઓર અગર તુને હમકો માફ નહીં કિયા ઓર હમ પર રહમ નહીં કિયા તો હમ જરૂર નુકસાન ઉઠાનેવાલે હોંગે.**

**(૨૩) રબ્બિજ્અલ્ની મુકીમસ્સલાતિ વ મિન્ ઝુર્રીય્યતી રબ્બના વ તકબ્બલ્ દુઆઅ્, રબ્બનગ્ફિર્ લી વ લિ વાલિદય્ય વ લિલ્ મુઅ્મિનીન યવ્મ યકૂમુલ્ હિસાબ્.**

**તરજૂમો : અય અલ્લાહ મુજકો ઓર મેરે ઘરવાલોં કો નમાઝ કાઈમ કરનેવાલા બના દે, અય હમારે રબ હમારી દુઆઓં કો કુબૂલ કર, અય હમારે રબ મુજકો મેરે**

માં-બાપ કો ઓર તમામ મોમિનોં કો હિસાબ કે દિન બખ્શ દેના.

(૨૪) રબ્બના હબ્લના મિન્ અઝ્વાજિના વ ઝુર્રીય્યાતિના કુર્રત અઅ્યુનિંવ વજ્અલ્ના લિલ્ મૂત્તકીન ઇમામા.

તરજૂમો : અય અલ્લાહ હમકો હમારી ઓરતોં ઓર અવલાદ કી તરફ સે આંખોકી ઠંડક અતા કર, ઓર હમકો પરહેઝગારોં કા ઈમામ બના.

(૨૫) રબ્બનગ્ ફિર્ લના વલિ ઇખ્વાનિનલ્લઝીન સબકૂન બિલ્ ઇમાન. વલા તજ્અલ્ ફી કુલૂબિના ગિલ્લલ્ લિલ્લઝીન આમનૂ રબ્બના ઇન્નક રઊફુર્ રહીમ.

તરજૂમો : અય અલ્લાહ હમકો ઓર હમારે ભાઈયોંકો જો હમ સે પેહલે ઈમાન કે સાથ ગુઝર ચુકે હેં માફ ફરમા, ઓર હમારે દિલોં મેં ઈમાનવાલોં કે લિએ કપટ મત ડાલ, બેશક તુ નરમી કરનેવાલા મહેરબાન હે.

**(૨૬) અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુ બિક મિન્ અઝાબિલ્ કબ્રિ, વ અઊઝુ બિક મિન્ ફિત્નતિલ્ મસીહિદ્ દજ્જાલ્, વ અઊઝુ બિક મિન્ ફિત્નતિલ્ મહ્યા વ ફિત્નતિલ્ મમાત્. અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુ બિક મિનલ્ માસમિ વ મિનલ્ મગ્રમ્.**

તરજૂમો : અય અલ્લાહ મેં તેરી પનાહ ચાહતા હું કબ્ર કે અઝાબ સે, ઓર તેરી પનાહ ચાહતા હું દજ્જાલ કે ફિત્ને સે ઔર તેરી પનાહ ચાહતા હું ઝિંદગી ઓર મૌત કે ફિત્ને સે. અય અલ્લાહ તેરી પનાહ ચાહતા હું કર્ઝ માંગનેવાલોં સે ઓર કર્ઝ કે ગલ્બે સે.

**આમીન**

# દુઆ

અય અલ્લાહ અય ગફૂરુર રહીમ તમામ બંદગી ઓર ઈબાદત સિર્ફ તેરે લિએ હે, તેરે સિવા કોઈ ઈબાદત કે લાઈક નહીં. ઓર તમામ નબીયોં કે સરદાર મુહમ્મદ મુસ્તફા સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર બેશુમાર દરૂદો સલામ નાઝિલ હો.

અય અલ્લાહ દુનિયા કે તમામ લોગોં કો સચ્ચે દીને ઈસ્લામ કી સમજ અતા ફરમા. ઓર તમામ લોગોં કો અલ્લાહ કી બંદગી ઓર નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ કી ઈતાઅત કરને કી તોફીક અતા કર.

અય અલ્લાહ હર મુસલમાન કો હલાલ કમાઈ સે સહીહ તરીકે સે હજ કરનેકી તૌફીક, તાકત ઓર મોકા અતા ફરમા. અય અલ્લાહ જો લોગ હજ કરકે આ ચુકે હેં ઉનકો ઓર જો લોગ હજ કરને જા રહે હેં ઉન સબકો હજ સે પેહલે ઓર હજ કે બાદ ભી ઈસ્લામ કે તરીકે પર ઝિંદગી બસર કરનેવાલા બના દે ઓર સબકી હજ કો કુબૂલ ફરમા.

અય અલ્લાહ હજ પર જાનેવાલે તમામ લોગોંકો હિદાયત, પરહેઝગારી, તંદુરસ્તી, હિફાઝત, ઓર સુકૂન અતા કર. લળાઈ જગળે સે બચા કર પ્યાર મોહબ્બત, ઓર મેલ-મિલાપ અતા કર. સહીહ તરીકે સે તમામ અરકાન કી સહીહ અદાયગી કે સાથ હજ અદા કરવા ઓર ઉનકી હજ મેં આસાની અતા કર.

અય અલ્લાહ ઈસ કિતાબ કો છાપને મેં અગર જાને-અન્જાને મેં કોઈ ગલતીયાં કોતાહી હુઈ હો તો ઉસે માફ ફરમા ઓર હમારી કોશિશોં કો કુબૂલ કર.

**ખાસ અપીલ :- આ કિતાબમાં કોઈ ભુલ જણાય તો જણાવવા માટે લિલ્લાહ ગુઝારિશ છે.**

અય અલ્લાહ ઈસ કિતાબ કો તૈયાર કરને મેં જિસને ભી વક્ત કી માલકી ઓર જીસ કીસમ કી ભી મદદ કી હે ઉસકો કુબૂલ ફરમા. ઓર ઉનકે સારે ગુનાહોં કી બખ્શિશ ફરમા. ઓર ઉનકે અહલો અયાલ કો હજ નસીબ ફરમા.

આમીન.

**હાજી માટે ખાસ કરીને જરૂરી છે કે, દીનદાર અને પરહેઝગાર બની જાય. અને નમાઝની પાબંદી કરે.**

## હજ કમિટીમાં બે હાજી માટેનો સામાન

પુરૂષો માટે અઢી મીટરની એક એવી ચાર નંગ એહરામની ચાદરો તથા કમર પટ્ટો.

ઔરતો માટે બે નંગ એહરામની રૂમાલી.

વ્યક્તિ દીઠ ત્રણ જોડી હવાઈ સ્લીપર તથા ત્રણથી ચાર જોડી કપડાં.

ગંજી, જાંગીયા, ટોપી, રૂમાલ, લુંગી, ટુવાલ, નેપકીન, સોય-દોરો, બટન, બેટરી, ચાકુ, નાની કાતર, પ્લાસ્ટીકની પચ્ચીસથી ત્રીસ મીટર લાંબી દોરી, સુતરી અથવા નાડાનો પીલ્લો, પંદરથી વીસ લીટરની ઢાંકણાવાળી પ્લીસ્ટીકની ડોલ, પ્લાસ્ટીકનું ચંબુ, પ્લાસ્ટીકનો લોટો, વોટર બેગ.

તપેલીઓ, થાળીઓ, ચાઠવો, ગ્લાસ, વેલણ-પાટલી,

તવો, નાની ચમચીઓ જરૂર પ્રમાણે.

નાવાના સાબુ છ નંગ, માથુ ધોવાના ત્રણ નંગ, કપડાં ધોવાનો પાવડર તથા સાબુ, સાબુદાની, ટુથ પેસ્ટ, પાવડર અથવા મંજન, ટુથ બ્રશ, વેસલીન, કપડાં ધોવાનો બ્રશ, સેફટી પીન બે ડઝન, કપડાં સુકવવાની ક્લીપો એક ડઝન, ચારથી છ નંગ કપડાંની નાની મોટી થેલીઓ, કોટન મોઝા, બે શેતરંજી, બે ચોરસા, હવાના બે તકીયા, બે મસલ્લા, ચાહ ની ગરણી, નાનું ઝાડુ, કાંસકો, માથામાં નાંખવાનું તેલ, આયનો, રેઝર, બ્લેડ, નીલ કટર, સ્ટીલના કપ, ખભે લટકાવવાનું પાસપોર્ટ તથા જરૂરી કાગળો મુકવા માટે નાનું પાકીટ, એકથી વધુ ચાવીવાળા નાના તાળા, બે-ત્રણ લીટરનું એક નંગ કુકર, અત્તર, સુકો નાસ્તો.

તથા પોતાની જરૂરતની બીજી વસ્તુઓ.

## -: બે હાજીઓ માટે ખાવા પીવાનો સામાન :-

ઘઉંનો લોટ દસ કીલો
ચોખા છ કીલો

તુવેરદાળ બે કીલો
મગદાળ બે કીલો

ચણાદાળ એક કીલો
મસુરદાળ એક કીલો

મસુર પાંચસો ગ્રામ
મોરસ ત્રણ કીલો

# હજ માટે લઈ જવાનો જરૂરી અંદાજીત સામાન

ગોળ એક કીલો
ચા એક કીલો

દુધનો પાવડર બે કીલો
મેથી પચાસ ગ્રામ

રાઈ પચાસ ગ્રામ
જીરૂ સો ગ્રામ

કાળા મરી સો ગ્રામ
હળદર સો ગ્રામ

મરચું પોંચસો ગ્રામ
ગરમ મસાલો સો ગ્રામ

| | |
|---|---|
| દળેલા કાળા મરી સો ગ્રામ | લીંબુના ફુલ સો ગ્રામ |
| ટાટા મીઠુ એક કીલો | સાગર ઘી એક કીલો |
| અથાણું ચારસો ગ્રામ | પ્યાજનો બિરસ્તો |
| સીંગ-ચણા જરૂર મુજબ | (સેકેલી ડુંગળી) |
| બિસ્કીટના પેકેટ | ચવાણું જરૂર મુજબ |

## -: કેટલાક ઉપયોગી અરબી શબ્દો :-

| અરબી | ગુજરાતી | અરબી | ગુજરાતી |
|---|---|---|---|
| વાહિદ | એક | સિત્તા અશર | સોળ |
| ઈસનૈન | બે | સબઅત અશર | સત્તર |
| સલાસહ | ત્રણ | સમાનિયતઅશર | અઢાર |
| અરબા | ચાર | તિસઅત અશર | ઓગણીસ |
| ખમસહ | પાંચ | ઈશરૂન | વીસ |
| સિત્તહ | છ | ષલાષૂન | ત્રીસ |
| સબ્અહ | સાત | અરબઊન | ચાલીસ |
| સમાનિયહ | આંઠ | ખમસૂન | પચાસ |

| | | | |
|---|---|---|---|
| તિસઅહ | નવ | સિત્તૂન | સાંહીઠ |
| અશરહ | દશ | સબઊન | સીત્તેર |
| અહદા અશર | અગીયાર | ષમાનૂન | એંસી |
| ઈષના અશર | બાર | તિસઊન | નેવું |
| સલાસહ અશર | તેર | મિઅહ | સૌ |
| અરબા અશર | ચૌદ | અલફુન | એક હજાર |
| ખમસા અશર | પંદર | અલફૈન | બે હજાર |

# ટુરમાં જનાર હાજી માટે સામાન

(૧) પુરૂષો માટે અઢી મીટરની એક એવી ચાર નંગ એહરામની ચાદરો તથા કમર પટ્ટો.
(૨) ઔરતો માટે બે નંગ એહરામની રૂમાલી.
(૩) વ્યક્તિ દીઠ ત્રણ જોડી હવાઈ સ્લીપર.
(૪) ત્રણ ચાર જોડી કપડાં, ગંજી-જાંગીયા, ટોપી, રૂમાલ, લુંગી, ટુવાલ, નેપકીન, સ્વેટર, સોય-દોરો, બટન, બેટરી, ચાકુ, નાની કાતર, પ્લાસ્ટીકની પચ્ચીસથી ત્રીસ મીટર લાંબી દોરી અથવા સુતરી અથવા નાડાનો પીલ્લો,

ઢાંકણાવાળી પ્લાસ્ટીકની મોટી ડોલ તથા ચંબુ, પ્લાસ્ટીકનો લોટો, વોટર બેગ.

થાળી-વાટકો, ગ્લાસ, પ્લેટ, ચમચીઓ જરૂર પ્રમાણે.

નાવાના સાબુ છ નંગ, માથુ ધોવાના ત્રણ નંગ, કપડાં ધોવાનો પાવડર તથા સાબુ, સાબુદાની, ટુથ પેસ્ટ, પાવડર અથવા મંજન, ટુથ બ્રશ, વેસલીન, કપડાં ધોવાનો બ્રશ, સેફ્ટી પીન બે ડઝન, કપડાં સુકવવાની ક્લીપો એક ડઝન, ચારથી છ નંગ કપડાંની નાની મોટી થેલીઓ, કોટન મોઝા.

શેતરંજી, ચોરસા, હવાનો તકીયો, મસલ્લા, કાંસકો, માથામાં નાંખવાનું તેલ, આયનો, રેઝર, બ્લેડ, નીલ કટર, સ્ટીલના કપ, ખભે લટકાવવાનું પાસપોર્ટ તથા જરૂરી કાગળો મુકવા માટે નાનું પાકીટ, એકથી વધુ ચાવીવાળા નાના તાળા, અત્તર.

સુકો નાશ્તો, પુરી, બિસ્કીટ પેકેટ, ચવાણું, સીંગ-ચણાં, વગેરે આ સિવાય પોતાની જરૂરતની બીજી વસ્તુઓ તથા જરૂરી દવાઓ સાથે લેવી...

# રેહબારે હજ













પ્રકાશક : અનમોલ ઈસ્લામિક પબ્લીકેશન
૨૨૩, પ્લેટીનમ પ્લાઝા, સરદાર સ્ટેચ્યુ પાસે, સ્ટેશન રોડ, નડીઆદ.
Mo. +91 98980 88266
Email : moonnadiad1@gmail.com

મુદ્રક : મૂન ગ્રાફિક્સ, નડીઆદ : ૯૮૯૮૦ ૮૮૨૬૬